(૨) ઉપર નોંધ્યા પ્રમાણે સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતીમાં (ઉપરાંત બીજી કેટલીક દેશભાષાઓમાં) કર્મણિ રૂપો પણ એ કક્ષામાં આવે છે,. કારણ કે क्रियते રૂપ कृ + या + ते (કર્મણિ તૃ. પુ. એકવચનનો પ્રત્યય) હેમાંથી ઘડાયું છે જેનો અર્થ "કર, જા, છે" એટલે "કરવાના વ્યાપારમાંથી પસાર થાય છે" હેવો છે.

(૩) करेगा (હિન્દી) મૂળ ધાતુ સાથે गम् જવુ નો વિકારભૂત गा જોડવાથી થયેલ છે. આ ઘડતર સંસ્કૃત स्य (ભવિષ્ય પ્રત્યય)ના ઘડતર જોડે તત્ત્વતઃ મળતું આવે છે. તફાવત એટલો જ કે करेगा માં अस् ને મળતું તત્ત્વ પ્રકટ કૈં નથી.[૬૩] करे રૂપ करिष्यति (સં.) નું करिस्सति, करिस्सइ, करिसइ, करिहइ, करिइ (करइ), करे એ ક્રમે થયેલું સંકુચિત રૂપ છે એ ડૉ. ભાંડારકરનો મત[૬૪] સ્વીકારિયે તો करे (गा)ના એમા अस् તત્ત્વનું, અલબત્ત સંકુચિતાંગ અને નિગૂઢ અસ્તિત્વ કદાચ પરખાય;

ડૉ. ભાંડારકર[૬૪] આ गाને गम्-જવું-ના ભૂતકૃદંત (સં.) गतमांથી આવેલ गआનું સંકુચિત રૂપ ગણે છે અને હેનો શબ્દાર્થ "(કરે એ માટે) ગયો" એમ આપે છે. મૂલ ભૂતકૃદન્ત જોડેનું गाનું નિકટ સામ્ય નડતું ન હોત તો હું "કરવાને જાય છે" અર્થાત્ "કરશે" હેવો અર્થ પસંદ કરત.

બીમ્સ[૬૫] પણ આ गाને गम्નું ભૂતકૃદન્ત ગણે છે અને ડૉ. ભાંડારકરે આપ્યું છે હેવું જ હેનું તાત્પર્ય આપે છે–અર્થાત્ "કરવા માટે ગયેલો" હેવો અર્થ આપે છે; અને હેને "I am going to do" એ અંગ્રેજી પ્રયોગ સાથે સરખાવે છે, અને કર્તા પ્રમાણે જાતિવચન લેનારો આ પ્રત્યય (गा गी) ભૂતકૃદન્ત જ હોવો જોઇયે એ વાતને ખાસ નોંધે છે.

આ બધી બાબતોને સ્હામ સ્હામી તોળી જોઇને, આ गा ભૂતકૃદન્તનો પ્રતિનિધિભૂત છે એ મત આપણે સ્વીકારવો પડે છે.

(૪) સંસ્કૃત પ્રેરકરૂપ (गमयति, कारयति વગેરે) મા નો अय પ્રત્યય પણ अय् (=જવું) માંથી આવ્યો જણાય છે; कारयति નો અર્થ "અન્ય કરવાને જાય તેમ કરે છે" (બીજાને કરવા મોકલે છે) અર્થાત્ હેને એ કરવાને પ્રેરે છે કે પ્રયોજે છે હેવો થાય છે.

આપણે જે નમૂના તપાસિયે છિયે હેને ઉપરની ચર્ચા યથાસંભવ લાગુ પાડીને આપણે ઠીકઠીક યથાર્થ અનુમાન કરી સકિયે કે વિ. સં. ૧૫૦૦ પછીના કોઇ સમયે છે પ્રત્યયરૂપે પ્રાધાન્ય પામ્યો હતો અને ક્રિયાપદને વિગ્રહક્ષમ મકારનું બનાવી ચૂકયો હતો; કે કદાચ એથી પણ પછી હોય; તેમ જ ता वि. સં. ૧૭૦૦ પછી કે એટલામાં અવિગૃહ્ય પ્રત્યય બન્યો હતો; અને અન્ય વિભક્તિ પ્રત્યયો વિ. સં. ૧૭૫૦ની લગભગ કે પછી અવિગૃહ્યરૂપ બન્યા હતા.

---

૬૩. શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસે (गुजराती भाषानो इतिहास, इ स. १८६६, पृ. २६ मे) આ રૂપને स्यના यामांથી થયેલું અપભ્રષ્ટ રૂપ માનવાની ભૂલ્ય કરી છે; या અને गम्, બંનેનો અર્થ એક જ (એટલે "જવું") છે તે છતાં દેહાકૃતિયે જુદા ધાતુઓ છે.

૬૪ હેમનાં વિલ્સન ભાષાશાસ્ત્રીય વ્યાખ્યાનો, પૃ. ૧૨; તેમ જ પૃ. ૨૭૧–૨.

૬૫ Comparative Grammar, પુ ૩, પૃ. ૧૬૦–૧૬૧

( घ ) अमुक समयना लाक्षणिक हेवा शब्दविशेषोनुं अस्तित्व अने बाहुल्य अथवा प्राधान्य

( घ ) लाक्षणिक स्वरूपना शब्दविशेषो

આ શીર્ષક નીચે મૂકવાને હું નીચેના શબ્દો વીણું લઉં છું:-

[ १ ] शुं=साथे,

[ २ ] शुं= જેવું; दाडिमकणशी दन्तपंक्तिमां છે તેમ પ્રત્યયરૂપે પ્રયોજિત;

[ ३ ] तणु-ષષ્ઠી પ્રત્યય;

[ ४ ] केरु-ષષ્ઠી પ્રત્યય;

[ ५ ] र-ષષ્ઠી પ્રત્યય;

[ ६ ] क-ષષ્ઠી પ્રત્યય;

[ ७ ] चो-ची-चु-ષષ્ઠી પ્રત્યય;

[ ८ ] हुंतु-પંચમીનો અનુલગ્ન શબ્દ, [ અથવા કારકનિરપેક્ષ વિભક્તિ તરીકે ]

[ ९ ] थकु-પંચમીનો અનુલગ્ન શબ્દ, [ અથવા કારકનિરપેક્ષ વિભક્તિ તરીકે ].

[१०] पाहि-પંચમીનો અનુલગ્ન શબ્દ;

[११] आं-પંચમી પ્રત્યય;

[१२] मणी-" માટે " ના [ " તેથી " ના ] અર્થમા;

[१३] जमलो=(क) સમીપસ્થ; (ख) તુલ્ય;

[१४] हेज=हेत, સ્નેહ;

[१५] मुज, मुजने અર્થમાં;

[१६] रेंसि ચતુર્થીના અનુલગ્ન શબ્દ તરીકે ( સામાન્યતઃ );

[१७] रहइ ચતુર્થી કે ષષ્ઠીનો અનુલગ્ન શબ્દ.

આ શબ્દો ઉપર પ્રત્યેકની ન્યૂનતાધિક યોગ્યતા પ્રમાણે ત્વરાથી દૃષ્ટિ ફેરવિયે

(१) शु નરસિંહ મ્હેતાના યુગથી બહુ પ્રચરિત છે, અને હજી પણ અર્વાચીન કવિતામાં વપરાય છે (ગદ્યમાં નહિ).

(क) वेनी करती कृष्णशु करे थेथेकार रे ॥

(નરસિંહ મ્હેતા કૃત રાસસહસ્રપદી, પદ ૫, કડી ૧ અને અન્ય અનેક સ્થળોએ).

(ख) तरुणीशुं रति माडी ॥ (વસન્તવિલાસ, કડી ૮૪)

(ख) प्रेमशुं जई चरण लाग मातनि कुमार (ભાલણ કાદંબરી પૂર્વભાગ, પૃ ૧૩, પં ૧૩)

(घ) यौवन माटइ मोडइ अंग, परनारी शुं झाझा रंग ।
घरघरणी शुं नावि घाटि । (વિમલપ્રબન્ધ, ૩-૭૮)

[ નોંધ—(क) (ख) અને (ग) વિક્રમ સંવતના સોળમા સૈકાના આરંભના છે અને (घ) એ સૈકાના અપરાર્ધનો છે (વિ. સં. ૧૫૬૮).]

આ શું, મૂળ સં. सह અથવા समम् માંથી નીકળેલો, સ્યુ, સિઉં અને હેવાં વિવિધ રૂપાન્તરો દ્વારા મૂળ પર્યંત લઇ જઈ સકાય છે. मुग्धावबोध औक्तिकમાં, चैतु लोक सिउं वात करइ હેમાં સિઉં આપણે જોયેલ છે (ઉપર પૃ. ૬૦) સિઉં કોઇવાર એ પછીના સમયમાં પણ દેખા દે છે. कामिनी सिउं क्रीडा करइ. [माधवानल कामकंदला दोग्धक प्रबंध, હ. પ.નું પ્ર. ११३, પં. ૨. વિ સં. ૧૫૭૪]

(૨) શું. સં. માદૃશમાંના દૃશમાંથી [मादृश=मुजशुं] ‹સિ,–દૃસ દ્વારા વ્યુત્પન્ન થયેલો આ શબ્દ પ્રાચીનતર કવિયોની કૃતિઓમાં બહુ વિરલ દેખાય છે, અને પ્રેમાનંદના સમયમાં કે એ અરસામા પૂર્વતર સમય કરતાં વધારે વાર વપરાયેલો દેખાય છે. અર્વાચીન કવિતામાં એ વારંવાર વપરાય છે. જેમ કે:

નરસિંહમ્હેતા

[क] गोपशुं वदन ने गजस्थळ झळके [काव्यसग्रह, पृ. ४९३, पद ६].

[ख] लांबीशी डोक ने काकोल चावतो [ઉક્તગ્રંથ, पृ. ४७९, पद २७].

પ્રેમાનન્દ

[ग] मुखकमल सुभद्रानु झळके रे,
जाणे चन्द्रबिम्बशुं चळके रे [सुभद्राहरण २१].

[घ] गण्डस्थळ नारंग फळशा, आदित्य इन्दु अकोटी [नलाख्यान, १५]

[ङ] नगरी [?] नगर खणीने करूं उजड रानशूं [व्रजवेली, કડી २५२].

દયારામ

[च] झळके दाडमबीजशा दंत [मोहिनीस्वरूप, દયારામકૃત; કડી ४].

[च]-१ पेला हरिवत्र दैत्यशा लाग्या रे [गरबी अने पदसंग्रह, पद ७५, કડી २].

ધીરો

[च]-२ कोरा घटशी काया रही [स्वरूप, गुरुस्वरूप, १२-२].

[च]-३ रह्या हारी जनकशा भूप [ ,, मायास्वरूप, २९-२].

[च]-४ रह्या रामशा रोई ( ,, ,, ,, २९-३).

[च]-५ कुबेर भंडारीशो करोडे तेने ( ,, तृष्णास्वरूप २४-३).

વલ્લભ

[च]-६ दिग्गजनो स्वामी नामी कपूरशो [कुन्तीप्रसन्नाख्यान, કડી ५९). }

## અર્વાચીન કવિતા

નરસિંહરાવ ભોળાનાથ

[छ] धोळी धरफशी टोळी मध्य सुनेरी कांठनो
[कुसुममाला, पृ. ३१, 'આથાપંખીડું' કડી २, पं. १]

[ज] बळी अमृतशुं मीठु गान करे दिव्य पखीडं [ઉક્તકૃતિ, કડી ३, पं. ३]

નાનાલાલ કવિ

[झ] प्रफुल्ल श्वेतफूल, प्रेमचन्द्रशुं, दश्यमान थयु [वसन्तोत्सव, પૃ. ૮ પં. ૭].

[ञ] वचमां जळभर्या अभ्रशुं,
न्हानु सरोवर हतु [ઉક્તગ્રન્થ, પૃ. ૯, પં. ૧૮]

[ट] तारानां झूमखांशी
लटकती मञ्जरीओमां [ઉક્તગ્રન્થ, પૃ. ૨૧, પં. ૪]

[ठ] सोनाहृगाना थाळशुं वदन [इन्दुकुमार, પૃ. ૯, પં. ૯]

[ड] स्फटिकलताओशा बालाओना करमां [ઉક્તગ્રન્થ, પૃ. ૧૩]

[ढ] गुलगुलाबनी पताकाशो
पूर्ण समीर ल्हेरेछेलो [ઉક્તગ્રન્થ, પૃ. ૨૧૪]

અને હેમની કૃતિયોમાં સર્વત્ર અનેક અન્ય સ્થળોએ. વસ્તુતઃ હેમણે કરેલો આ શબ્દપ્રયોગ ક્વચિત ઔચિત્યની કે લાલિત્યની દષ્ટિની મર્યાદા ઉલ્લંઘે છે, અને 'શુ' હેમની રચનાઓમાં અનિયંત્રિત પ્રચુરતાથી પથરાયો છે. આ રૂપના પ્રયોગની અતંત્રતામાં હેમના અનુકર્તાએ હેમનાથી પણ આગળ વધ્યા છે

ઉપર આપેલા નમૂનાએ જોતાં જ જણાશે કે નરસિંહ મ્હેતાએ કરેલા આ રૂપના પ્રયોગમાં ગોરશું અને લાબોશીમાં ઉપમાનો અર્થ નથી, જે શબ્દને શું લગાડાયો છે એ શબ્દ ઉપમાન નથી; પણ ત્હાર પછીના સમયના પ્રયોગમા શુ એ ઉપમાનવન્ન છે; દા. ત. પ્રેમાનંદના चन्द्रबिम्बशुं માં चन्द्रबिंब ઉપમાન છે અને शुं હેને લાગ્યો છે. અંગ્રેજીમાં "whitish" "reddish" જેવા શબ્દોમાં ish અનુગ જે અર્થમાં વપરાય છે એ અર્થમા શું, પૂર્વતર પ્રયોગોમા વપરાયો છે. (અંગ્રેજીમાં એ જ અર્થમા 'like' પણ વપરાય છે). ભવૈયાએ ગાય છે એ એક જૂની લોકપ્રિય કડીમાં ન્હાનીશી નો હેવો પ્રયોગ છે.

न्हानोशी[१६] नार ने नाकमां मोती,
पियु परदेश ने वाटडी जोती,
लखे कागळ ने निरगमे दहाडा,
एणी ¹ धँधाणीए नागरवाडा.

આ શું સંસ્કૃત માદૃશ, તાદૃશ, अन्यादृश જેવાં છેડે દૃશવાળાં શબ્દરૂપોમાથી સીધેસીધો આવ્યો હોય એ સંભવિત નથી, કારણ કે સંસ્કૃતમા चन्द्रबिम्बदृश, नारंगफलदृश કહેવું ચાલે નહિ; ત્હાં सदृश શબ્દ વપરાય, चन्द्रबिम्बसदृश વિગેરે. शु નો પાછળના સમયમા થતો પ્રયોગ (चन्द्रबिंबशुं

---

૧૬ આ પ્રયોગ અર્વાચીન ગુજરાતીમાં પણ ક્વચિત્ જોવાય છે, દા. ત काळचक्र जे घूमे न्हानु शुं रहेनी नजरे (નરસિંહરાવ, कुसुममाला, પૃ. ૪, 'કાલચક્ર' કડી ૨, પં. ૩) મરાઠીમાં આ રૂપ અને અર્થ સામાન્ય પ્રયોગમાં દેખાય છે, જેમ કે लहानसा, थोडोशी વગેરે સાધારણ વાતચીતમા તેમ જ શિષ્ટ સાહિત્યમાં પણ વપરાય છે.

માં છે હેવો ) सदृशना स નો લોપ થવાથી ઉદ્ભવ્યો હોય એ બહુ સંભવિત છે. અથવા, नयणां तवोळरसजसा જેવો પ્રયોગ જાણીતો હતો ( નરસિંહમ્હેતા, કાવ્યસંગ્રહ, પૃ. ૧૨૬, चातुरी ૧૪ મી કડી ૩ ) એ જોતાં यादृशमांथी થયેલ जसु (=જેવું ) ના જ નો લોપ થઇને सु એ એકાક્ષર રૂપ થયું હોય એ પણ શકય છે. પણ હું હેની सदृशमांथी વ્યુત્પત્તિ વધારે પસંદ કરું છું; કારણ કે सदृश-અન્ત સમાસ સંસ્કૃતમાં જાણીતો છે. જ્હારે जसु નો મૂળશબ્દ यादृश સમાસમાં વપરાતો નથી. એ સમાસ શકય નથી. અને જે રીતે कीदृशमांथी केरिसं, कइसं, कसु દ્વારા, कना લોપથી, પ્રશ્નાર્થ सुं ઉદ્ભવ્યો તે જ રીતે सदृशमांथी સાદૃશ્યવાચક सुं ઉદ્ભવ્યો જણાય છે. ગમે તેમ હો, ઉપમાન અને ઉપમેયનો સંબંધ દર્શાવવાને થતો सुंનો પ્રયોગ પ્રેમાનંદના સમય પ્હેલાંની કૃતિયોમાં ભાગ્યે જ ઉપલબ્ધ છે. પ્રેમાનંદ જ કદાચ આ રીતનો ઉપયોગ કરનાર પ્રથમ હતો, અને હેણે પણ એ પ્રયોગ વારંવાર કર્યો નથી ( કેટલીક અર્વાચીન કવિતા જેટલો તો જ નહિં જ ); દયારામ પણ આ રૂપનો છૂટથી ઉપયોગ કરતો જણાતો નથી. મ્હારું આ અન્વેષણ અપૂર્ણ હોય કે હેતું પરિણામ ખોટું હોય અને કોઈ એ સુધારે તો હું ખુશી થઇશ. પણ હજી સુધી તો મ્હેં અહિં નોંધેલા નિરીક્ષણફલથી વિરુદ્ધ જાય હેવું કાંઈ હું જોઈ સકયો નથી. ( ઉપર દયારામમાંથી મ્હેં આપેલું અવતરણ ( च ) હેની કૃતિમાંનો એક વિરલ પ્રયોગ છે )

[ મ્હને એક પ્રાચીન કૃતિમાં सुं(=જેવું, જેમ) નો વિરલ દાખલો મળ્યો છેઃ—

करइ ते(ह) **माणससिउं** वात ( पचाख्यान, ૩૫૧, વિ. સં. ૧૫૫૬-૧૬૦૬, ટેસિટોરી 'નોટસ' પૃ. ૧૦૩ )

આહિં સંદર્ભ જોતાં જણાય છે કે माणससिउ નો અર્થ माणसजेवी છે, माणससाथे નહિં; જો કે ( वात સ્ત્રીલિંગથી સમાનલિંગ નહિં હેવુ ) सिउं નું નપુંસકલિંગ જોતાં અહિં सुं નો ક્રિયાવિશેષણ તરીકે, માણસની પેઠેના અર્થમાં, ઉપયોગ થયેલો જણાય છે.

( ૩ ) અને ( ૪ ) तणु અને केरु. तण નો અસંલગ્ન ( तासतणमां છે હેવી ષષ્ઠી પ્રત્યયરૂપ કડી સથી જોડાયેલો નહિં હેવો ) પ્રયોગ મ્હેં ઉપર નોંધ્યો છે; જુવો ઉપર પૃ. ૨૭ અને પૃ. ૨૩. એ ઉપરથી જોઇ સકાશે કે तण નો स વિનાનો પ્રયોગ कानहडदे-प्रबन्ध ( વિ. સં. ૧૫૧૨ ) જેટલો વ્હેલો શરૂ થયો હતો, પણ તણુના હાવા ઉપયોગને આપણે એથી પણ પૂર્વ છેક मुग्धावबोध औक्तिक ( વિ. સં. ૧૪૫૦ ) સુધી લઇ જઈ સકિયે, કારણ કે એ ગ્રન્થમાં चैत्रतणउ ( धनु गामि छइ ), गुरुतणउं ( वचन इउं सामलउं ) ઇત્યાદિ જેવાં વાકયો ઉપલબ્ધ છે.

केरु પ્રયોગમાં तणु જેવો જ છે પણ तणुं કરતાં કાંઈક ઓછો વપરાયો છે; અને तासतणु જેવો પ્રયોગ જેમ ઉપલબ્ધ છે તેમ तासकेरु જેવો શબ્દપ્રયોગ સ્હેલાઇથી મળી આવતો નથી.

અલબત तणु અને केरु શુદ્ધ ષષ્ઠી પ્રત્યયરૂપે અદ્યાપિ જીવન્ત છે, પણ માત્ર કવિતામાં. ઉપર मुग्धावबोधमाના તેમ જ બીજા ( દા. ત. ईह स्त्री तणे शरीरइ, અદીંગ્વીશમાં, ઉપર પૃ. ૪૫ ) દાખલા આપ્યા છે એ દર્શાવે છે કે પંદરમા અને હેની આજુબાજુના સૈકામા तणु ગદ્યમાં પણ પ્રયુક્ત હતો.

(५) र षष्ठी प्रत्यय तरीके

આ પ્રત્યય પ્રાચીન ગુજરાતીમાં પણ બહુ વિરલ દેખાય છે. દાખલા:-

(क) **पारसीकर** देसनि राइ रानि कीधु मैत्र्य
(ભાલણ, કાદમ્બરી પૂર્વભાગ; પૃ. ૫૫, પં ૨૧.);

(ख) **कामिनीरि** मुखगहपि शीन्या वकुल विकासि (ઉક્તગ્રન્થ, પૃ. ૬૨, પં. ૧૫),

(ग) पहिरइ एक **कणयरी** मूलि (कान्हडदे-प्रबन्ध, ४-४८);

(घ) दरण अधूरा[१७] यमणां जाइ (विमलप्रबन्ध, २-२५);

(ङ) पंचाली कारण बढवीर
**तंतिर** प्रति पूर्यां चीर (સોમકૃત सुदामासार વિ. સં. ૧૬ મી સદી).

(જુવો શ્રી. મંજુલાલ ર. મજમુદાર સંપાદિત પ્રેમાનંદકૃત સુદામાચરિતની આવૃત્તિમાં પરિશિષ્ટ પૃ. ૧૦૭, કડી ૩૨).

આ પ્રયોગનો અર્થ છે.—तांतणाना प्रति એટલે તાંતણાની સ્હામે, બદલામાં, જેટલા તાંતણા તેટલાં

(च) मम पर माउ्**नणदरी** साल
नरसैंया चा स्वामी न करो आळ ॥ (ગુજરાતી પ્રેસના શ્રી. નટવરલાલ ઇ. દેસાઈ કનેની હ. પ્ર માંથી).

(च-२) ते भारी वेचीनइ सुतार **र** इ घरे आव्यो ॥ (पचाख्यान वार्तिक, ડૉ. હેર્ટેલ સંપાદિત; કથા ૮. પૃ. ૧૬, પં. ૧૦-૧૧)

(छ) **आमरी** रातइ पर दल न मांजू (એજ ગ્રન્થ, પૃ. ૧૭. પં ૨૧). ગ્રન્થાન્તે લહિયાની પુષ્પિકામાં સંવત્ ૧૭૩૦ છે તે દેખીતી નકલ સાલ છે. કૃતિ વિક્રમ સંવતના સોળમાં કે સત્તરમા સૈકાની રચના જણાય છે; પૃ. ૧૬ મે છેલ્લેથી ૪-૫ પંક્તિમાં रोगान શબ્દ છે, જે ફારસી હોઈને ઠીક ઠીક મોડો સમય સૂચવે છે.

(ज) **माउरइ** पेटी पइसीजइ (હેર્ટેલ સંપાદિત भरटकद्वात्रिंशिका, પૃ. ૪૧, છેલ્લી, પંક્તિ. અર્થ છે मनु॰ पेटि (कुक्षौ) प्रविश्यते। પણ ડૉ. હેર્ટેલ ખોટું સમજ્યા છે-હેણે मा (मातु=) उरइ (ઉરે), पेटि (પેટમાં), पइ (પગમાં) सीजइ (સિદ્ધ થાય) હેવો અર્થ કર્યો છે

---

૧૭. રાવબહાદુર કે. હ. ધ્રુવે (ભાલણકૃત કાદમ્બરી પૂર્વભાગની ટીકામાં. પૃ ૨૪૮ મે) अधूरां એટલે अधू (સં. अध्वन्)=માર્ગ+र પ્રત્યય હેવો અર્થ આપ્યો છે. આ અર્થકરણ તર્કમૂલક છે એ સ્પષ્ટ છે, અને, હેની યથાર્થતા ન સ્વીકારિયે તો, દૃષ્ટાન્ત (घ) બાદ કરવું પડે.

આ र પ્રત્યયની અનેક વ્યુત્પત્તિ સૂચવાઇ છેઃ-

(૧) कृत + र (પાણિનિ ૫-૨-૧૦૭ માં આપેલો तद्धित प्रत्यय); હાનો રૂપવિકાર આ પ્રમાણે (कृतर) कयर, केरुं (ગુજ., ષષ્ઠી. અપ. केरमांथी); અને અન્તે કેવળ र;

(૨) कर (सुखकर આદિમાં છે 'હેતુ' कृ 'કરવું' માંથી આવેલ રૂપ); क क્ષીણ થઈ જતાં र, પ્રત્યયરૂપે, અવશિષ્ટ રહે છે;

(૩) कार्य(क)–केरअ–र;

(૪) र, સ્વયમેવ પાણિનિ ૫-૨-૧૦૭માં આપેલો तद्धित પ્રત્યય.

(૪) ની સ્હામે એ વાંધો છે કે र પોતે મૂળમાં मत्वर्थीय પ્રત્યય છે તેથી હેનો ષષ્ઠી અર્થ કરવામાં સ્વામી અને સ્વામિવત્ વચ્ચેના સમ્બંધને ઉલટાવવો પડે છે; पारसीकर એટલે "पारसीकनो" "पारसीकवान्" નહિં. પાણિનિ ૫-૨-૯૪ ઉપરની ટીકામાં ભટ્ટોજી દીક્ષિતે આપેલ વિવરણની મદદથી આ મુશ્કેલી દૂર થઇ સકે; ત્હાં. मतुप्‌ના અને હેવા અન્ય પ્રત્યયોના અર્થો ગણાવતી આ કારિકા છેઃ-

भूमनिन्दाप्रशंसासु नित्ययोगेऽतिशायने ।

संबन्धेऽस्तिविवक्षायां भवन्ति मतुबादयः ।

અહિં આપેલો सवन्ध અર્થ મુશ્કેલીનું નિવારણ કરશે. પણ બીજો દોષ છેઃ પ્રાચીન ભાષા માંનો આ र તે मधुर, ऊषर, मुखरમાં આવતો र અવિકૃત ટકી રહેલો છે એમ માની લેવામાં આપણી શ્રદ્ધા ન પ્હોંચે એટલી માગણી થાય છે. વિશેષતઃ એ કારણે કે વધારે સારી વ્યુત્પત્તિયો શક્ય છે.૬૮

(૧) અને (૩) માં તફાવત केर ની ઉત્પત્તિના પ્રારંભિક ક્રમો પૂરતો જ છે; એકમાં कृत कर, અને બીજામાં कार्य+(क) હેનું મૂળ માનેલ છે. (૩) સંભાવ્યતાની જોડે મેળમાં આવતું હોઇને વધારે યોગ્ય છે જે ડૉ. ભાંડારકરે पर्यन्त (સં.) पेरन्त (પ્રા.), आश्चर्य (સં.)–अच्छेर (પ્રા.) એ વિકારના સામ્યને આધારે દર્શાવ્યું જ છે; पर्यन्तના पर्यनी અને आश्चर्यના चर्यनी જે વિક્રિયા થાય છે તેવી જ વિક્રિયા कार्यमांના आर्यनी થતાં केर બને છે. ૬૯

આથી પ્રશ્ન અપ. केरमांथी કે ક્રમાંક (૨) પ્રમાણે करमांथी વ્યુત્પત્તિ સ્વીકારવા વચ્ચેનો જ રહે છે. करमांथी નહિં અને केरमांथी સાદા रने વ્યુત્પન્ન કરવો એ ભાગ્યે જ ખરું ગણાય. करमांथी

૬૮. રા. બ. કે. હ. ધ્રુવ કેવળ र ના મતથી અનુરક્ત હોવાથી તુલસીદાસે છૂટથી વાપરેલા હિંદી ષષ્ઠી પ્રત્યય कर ને સ્વત. સંબંધવાચક क અને र એ બેના સંયોગથી બનેલો ગણવા સુધી જાય છે. (તુલસીદાસના कर પ્રયોગ માટે જુવો ડૉ. ભાંડારકરનાં વ્યાખ્યાનો પૃ. ૨૫૯–૨૬૦). આ સર્વથા અનાવશ્યક છે, કારણ કે ડૉ. ભાંડારકરે અત્રનિર્દિષ્ટ પૃષ્ઠોમાં करની (कृमांथी) ઉત્પત્તિ સારી રીતે સમઝાવી છે. (ભાલણકૃત कादंबरी નીં કે. હ. ધ્રુવની ટીકા, પૃ. ૨૩૮ જુવો)

૬૯. હેમનાં ભાષાશાસ્ત્રવિષયક વ્યાખ્યાનો. પૃ. ૨૫૭

ર વધારે સરલતાથી પ્રાપ્ત થઇ શકે છે; વિશેષતઃ એ કારણે કે હિંદીમાં कर અને ઉડિયામાં र પ્રત્યય વિદ્યમાન છે. कर‌નો અર્થ "કરનાર" બદલીને "કેરું, નું" શી રીતે થયો એ ડૉ. ભાંડારકરે સારી રીતે સમજાવ્યું છે.[૭૦]

[ ડૉ. ટેસિટોરી, "નોટ્સ" § ૭૧, (૬)માં, રઉ (રો)ને કેરઉનું સંકુચિત રૂપ કહે છે. ]

ભાલણ અને પદ્મનાભના યુગ પછી આ र પ્રત્યય અદશ્ય બન્યો એ ફરીથી કહેવાની જરૂર નથી.

(૬) क આ ષષ્ઠી પ્રત્યય પ્રાચીન ગુજરાતીમાં પણ રથી વિરલતર છે.

भाजीदेस देषकइ पाटणि ( कान्हडदे प्रबन्ध, १,७७ )

रयणकी खानी ( नयसुंदरकृत नळदमयंतीरास, २-१-९ ) फूलक पूर तली पापडि ( का. प्र. ४-४९ )

गिरनार देषके पाटण गयो (हीरविजयसूरिरास, ભૂમિકા, ૬-७ )

जोअण लाखजि देवकां ( विमलप्रबन्ध ५-२६ )

[ लनो ષષ્ઠી પ્રત્યયાર્થે ઉપયોગ માત્ર कान्हडदेप्रबंधમાં ત્રણ સ્થળોએ લભ્ય છે.

आव्यां दल सुंदरला तीर ( ३-१४७ )

उतारी सुंदरला तीर ( ३-२३१ )

( ४-२९માં सुंदर नाम तळावडु એ પ્રમાણે કહ્યું છે, તે જોતાં ला પ્રત્યય છે એ સ્પષ્ટ છે. )

जोउ जिगालां ठाम विशाल ( ४-२३ ). ]

(૭) चो-ची-चुं ષષ્ઠી પ્રત્યય

આ અસ્વાભાવિક તત્ત્વ નરસિંહ મ્હેતાની રચનાઓમાં, અને, वसन्तविलास, सीताहरण, विमलप्रबन्ध અને अमरगीता એ કૃતિયોમાં, અર્થાત્ પંદરમા અને સોળમા સૈકાઓમાં તથા સત્તરમા સૈકાના આરંભમાં, પ્રકટ થાય છે.

હેના દાખલા : નરસિંહ મ્હેતા ( વિ. સં. ૧૪૭૧ થી ૧૫૩૬ )

(क) नरसैयाचो स्वामी माहरो जोबन मरकलडा मने मारे रे ( शृंगारमाळा, પદ ३१२ );

(ख) मस्तक मुगटचो भार ( चातुरी छत्रीशी, १४-२ );

(ग) माननीयांचो मान छोडावे (बाळलीला પદ २१-२);

(ग)-२ सुंदरीयांचा स्वभाव एवा पीयुजी विना न सोहाये ( शृंगारमाळा, પદ १२८, કડી ४ );

(घ) दधिच्युं पात्र ते शिरथी ढळियुं जी ( चातुरी छत्रीशी, २-७ );

(घ)-२ कंठडाचो भूषण सजनी-
अळगो न मेलुं दिवस ने रजनी ( शृंगारमाळा પદ ९७);

---

૭૦ ઉક્ત વ્યાખ્યાનો પૃ. ૨૫૪.

**वसन्तविलास** ( वि. सं. १५०८ )

(छ) चंदन चंदचु मीत ( कडी १८ );

(च) आंकुडी **मयणची** जाणि ( कडी ३४ );

**कान्हडदेप्रबन्ध** ( वि. सं. १५१२ )

(छ) तेहचा प्रेम अपार ( ३–२३४ );

**सीताहरण** ( वि. सं. १५२६ )

(ज) पहिलूं तह्मचूं नाम ( આરંભમાં કડી ૧ );

**विमलप्रबन्ध** ( वि. सं. १५६८ )

(झ) **पूरे मनची** आस ( १–१९ );

(ञ) कल्पवृक्ष **कुसुमांची** माल ( १–५० );

(ट) मुनि लावण्यसमयची वाणी ( १–८५ ); ( પ્રત્યેક ખંડને અંતે એ જ છે, કુલ નવ ખંડ ).

**भ्रमरगीता**, ચતુર્ભુજરચિત ( वि. सं. १६०५ )

(ठ) जे **योगीयांची** ध्याने नावे ते कृष्ण प्रीते मजरस्या.

આ ચો પ્રત્યય સાધારણતઃ ઉપર દૃષ્ટાન્ત (क) અને (ट)માં છે તેમ, પદ્યાન્તે કવિનામ-નિર્દેશમાં હોય છે. બાકીનાં દૃષ્ટાન્તોમાં આવે છે તે પ્રયોગપ્રસંગો વિરલતર છે. (ग), (ग)–૨, (ञ) અને (ठ)માંના પ્રયોગો વાંચતાં એ રૂપો અર્વાચીન મરાઠીનાં પ્રચલિત રૂપોથી અભિન્ન છે હેવો ખ્યાલ ઉપજે. પણ (ञ)માં कुसुमांची છે હેમાં कुसुमां તે આ પ્રત્યયથી થતું પ્રાચીન નાન્યતર બહુવચન રૂપ છે અને હેને છેડે ષષ્ઠીવાચક ची ઉમેરાયો છે; અને (ग)માં माननीयांचा, (ग)–૨માં सुंदरीयांचा અને (ठ)માં योगीयांची છે હેમાં પ્રાચીન ગુજરાતીનાં माननी અને सुंदरीनां સ્ત્રીલિંગ બહુવચન છે તથા योगीनुं પુંલ્લિંગ બહુવચન છે. અને હેમાં ષષ્ઠીનો चा કે ची પ્રત્યય ઉમેરાયો છે; અહિં ●માં અને ●યાં બંનેમાં અનુસ્વાર છે તે કોમલ અનુસ્વાર ( ‿ ) છે જ્હારે અર્વાચીન મરાઠીમાં હાવાં રૂપોમાં તીવ્ર અનુસ્વાર હોય છે.

ઉપર નોંધેલી કૃતિયોના વર્ગમાંની છેલ્લી કૃતિથી લગલગ અર્ધી સદી પછી પાછો આ च પ્રત્યય અનપેક્ષિત તત્ત્વ તરીકે ડોકિયું કાઢી જાય છે—નયસુંદર કૃત **નળદમયન્તીરાસમાં** ( वि. सं. १६६५માં ):–

(ड) यद्यपि केवल **तुह्मचे** काम सा दयिता हुं छंडुं स्वाम ( ६–७३ );

તેમ જ એ જ લેખકે રચેલ **રૂપચંદ કુંવર રાસમાં** ( वि. सं. १६३७માં ):—

(ढ) ते **तुमची** करसे बहु सेव ( ४, ચોપાઇ ૨૭ );

(ण) तुम पधारो **तुमचे** ठाम ( એ જ ગ્રન્થ, ચોપાઈ ૩૫ );

(त) अही रहे **अमची** स्वामिनी रूपें रंभ समान ( ઉક્ત ગ્રન્થ, દુહો ૫ );

અને અન્ય અનેક સ્થળોએ.

આ તત્ત્વપ્રવેશ જૈન લેખકોના પ્રાચીન અને પ્રયોગલુપ્ત રૂપો અને શબ્દો વાપરવાના વલણનું પરિણામ હોય.

રાજસ્થાની ડિંગળ સાહિત્યમાં, સાધારણતઃ ર પ્રત્યય પ્રચલિત હોવા છતાં આ च પ્રત્યય ઉપલબ્ધ છે. દાખલા તરીકે પૃથ્વીરાજ રાઠોડ રચિત વેલી किसन रुक्मणी રીમાં (જુદી જુદી હ. પ્ર. પ્રમાણે વિ. સં. ૧૬૩૭ અથવા ૧૬૩૮) च પ્રત્યય, અન્ય સ્થળો ઉપરાંત, નીચેના દાખલાઓમા દેખાય છેઃ—

(क) गुण जाणे सँगि हुआ केतला देसदेस चा देसपति ॥ કડી ૩૭.

(ख) बालकति किति हंस चौ बालक ॥ કડી ૧૨.

(ग) एकान्ति उचित मीडा चौ थारंभ ॥ કડી ૧૭૩.

(घ) सगपण ची सनवि रुक्मणि सन्निधि ॥ કડી ૧૩૬.

**(૮) हूंतु-पंचमी प्रत्यय, अथवा कारकनिरपेक्ष रचना प्रसंगे.**

આ રૂપ मुग्धावबोध औक्तिकના સમયથી છેક વિક્રમ સંવતની સત્તરમી સદીની લગભગ જૈન રાસાઓ પર્યંત ઉપલબ્ધ છે. દાખલા તરીકેઃ—

પંચમીઃ—

(क) जेह–तउ–हूंतउ–थउ–पक्उ इत्यादि बोलिबइ વગેરે.
(मुग्धावबोध औक्तिक; પૃ. ૩, ૨૬ં પ ૨) વિ. સં. ૧૪૫૦

(ख) पाटणहूंतु खान तेडावु (कान्हडदेप्रबन्ध; २ ७८) વિ. સં. ૧૫૧૨

(ख)–१ पासाहूंतु गुर्जं लिउ ( ,, ,, २–१३७)

(ग) जाणे शीह गफामां हूंतु (विमलप्रबन्धः ४–९२) વિ. સં. ૧૫૬૮

(घ) एटले राजहंसनी राशि
क्षिति पुहुती हूंती (नलदमयन्तीरास, નયસુંદરરચિત; પ્રસ્તાવ ૩, ઢાળ ૧, કડી ૨૭) વિ સં. ૧૬૬૫.

કારકનિરપેક્ષ વિભક્તિ

(ङ) छेद हुई हूतइ (अर्दा खीरा; ગુજરાતી ભાષાન્તર, ૩૩–૬; વિ. સં. ૧.૭૧ (પ્રાચીનતમ નકલ લખ્યાની સાલ) થી પ્હેલા (તેમજ जीवती हूती, ૪૦.૪)

(च) नळ हूंते लोक, सहु सुखी (મેઘરાજકૃત नळदमयतीरास; २–४; કડી ६) વિ. સ. ૧૬૬૪.

(छ) श्रावक हूंते स्यूं कर्युं ए (हिरविजयसूरि रास, ३१–२७) વિ. સં. ૧૬૮૫.

हूंतउનું मुग्धावबोध औक्तिकમાં દર્શન થાય છે તે સૌથી પ્હેલવ્હેલું લાગે છે. આ અભ્યાસ પોથીમાં પંચમી પ્રત્યયના વિકલ્પો તરીકે तउ, हूंतउ, थउ, पक्उ આપ્યા છે એ જોતા આપણે લેશ

પણુ આશંકા વિના અનુમાન કરી સકિયે કે એ સમયે हूतउએ પોતાની સારી જમાવટ કરી હતી. અર્થાત્ વિક્રમ સંવત પંદરમા શેકાનો આરંભ એ હેના પ્રયોગની પૂર્વતમ મર્યાદા છે. સત્તરમા સૈકાનો અન્ત એ હેની ચરમ મર્યાદા જણાય છે. ત્ય્હાર પછીના સમય દરમ્યાન છૂટાં છવાયાં પ્રયોગ દૃષ્ટાન્ત હોય એ જૂદી વાત છે.

આ हूतउ અપભ્રંશ होन्तउ નો વિકાર છે. (सिं हे. -૪-૩૯૫ વૃત્તિ; પણ આ પ્રત્યયની હેમચન્દ્રે અવગણના કરી છે, જે આશ્ચર્યજનક છે, હેણે હેને બદલે, મ્હેં ઉપર નિર્દેશ કર્યો છે તે પ્રમાણે૭૧, जहा होन्तउમાંના સપ્તમી પ્રત્યય हाને પંચમી પ્રત્યય ગણ્યો છે. આ होन्तउ સં. भूનું અપ. વર્તમાન કૃદન્ત છે (સં. भवन्). આ કારણે એ વિશેષણરૂપ છે અને વિશેષ્ય નામનાં લિંગ આદિ લે છે એ લક્ષમાં આવશે, हूतु खान (પું.) हूती राशी (સ્ત્રી); અને સપ્તમ્યન્ત નામને યોગે વપરાય છે (પછી સપ્તમી પ્રકટ હોય કે અપ્રકટ હોય), आकाशि हूती, गकामाहि हूतु-પ્રકટ, અને पाटण हूतु-અપ્રકટ. (ઘ)માં हूंती आकाशि એ आकाशि हूंतिનો ક્રમવિપર્યાસ राशि સાથે અન્ત્યયમક સાધવા માટે કરાયેલો છે, અને એ પ્રસંગવશાત્ જણાવી દે છે કે हूती વિપ્રકૃષ્ટ અવસ્થામાં રહેલો કૃદન્તભૂત સહાયક-શબ્દ હોઇને પ્રાયઃ સ્વતંત્ર હતો, અર્વાચીન ગુજરાતી થી જેવો અવિગૃહ્ય પ્રત્યય ન્હોતો.

કારકનિરપેક્ષ વિભક્તિનાં દૃષ્ટાંતો, નિર્વિશેષ કારકનિરપેક્ષ सति सप्तमी ના પ્રયોગો છે; हूइ हूतइ=થયે છતે; जीवती हूंती=જીવતી છતે (સ્ત્રીલિંગમાં સપ્તમી પ્રત્યયનો લોપ ઉપલબ્ધ છે); नळ हूते=નળ છતે (જેમાં नळ એ લુપ્તપ્રત્યય સપ્તમી વિભક્તિ છે); श्रावक हूंते=શ્રાવક છતે-થઈને (श्रावक સપ્તમી, नळના જેવી). हूंतनो હાવે પ્રયોગ, મારા અન્વેષણ પ્રમાણે, વિક્રમ સંવતના પંદરમા સૈકાથી પ્હેલાંનો નથી તેમ સત્તરમા સૈકા પછીનો પણ નથી.

**(૯) थकु पंचमी प्रत्यय अथवा कारकनिरपेक्ष विभक्तिः**

(क) नरवर निज मदिर **थिकु** त जांणू तिणि कालि
(सुदयवत्सवीरचरित, મુગ્ધાવબોધ ઔક્તિકની પૂર્વના સમયની કૃતિ).૭૨

(ख) जेह तउ हूतउ **थकउ** इत्यादि बोलिवइ (मुग्धावबोध औक्तिक, वि. સં. ૧૪૫૦)

(ग) मारे मदिर **स्थकी** कुण मूकावशे
शुं करशे रे पेली शोक्य गोपी

(घ) मान रे माननी मान देउं घणुं
न जाउं मदिर **स्थकी** बाले दीधो (નરસિંહ મ્હેતા; अप्रसिद्ध काव्य,
वि. સં. ૧૪૭૦ થી ૧૫૩૬).

૭૧. જુવો ઉપર પૃષ્ઠ ૭૫, મૂળ ગ્રંથભાગ, અને પાદટીપ ૫૫.

૭૨ ચીમનલાલ દલાલ (પાટણની હ. પ્ર. વિશે પ્રાથમિક અહેવાલ પૃ. ૩૪મે) આ કૃતિ વિ. સં.ના સોળમા સૈકાની ગણે છે. આ ગ્રન્થમાં अग्गइ, मग्गइ, सव्वे, मग्गेसु ઇત્યાદિ રૂપો પ્રચુર ઉપલબ્ધ છે એ જોતાં આ કૃતિ ઘણી વ્હેલાંની, मुग्धावबोध યુગથી બહુ પ્હેલાંની. ગણવી જોઇયે.

(ઙ) न विसरइ ते मुझ मनि थिकउ (पञ्चाख्यान, ३३८; वि. सं. १५००–१५५०; टेसिटोरी "नोट्स §७२–(४)

(च) जा आहा थिकउ (ઉક્ત ગ્રન્થ, ६४।)

(छ) भूपइ पीडडिया थकां कार्यं नइउधिया जोत्रिया

(अर्द्धमीरा; ગુજરાતી ભાષાન્તર ૩૨–૭, વિ. સ ૧૫૦૭ પ્હેલાં)[७३]

(ज) रत्नजडित चन्द्रुआ थिकां दिसइ मोतीनां झूबकां ॥ (कान्हडदे प्रबध, ३–१५१)

(झ) उपरि थिका साचरि साहण वेगि पुहुता घाटि ॥ (ઉક્તગ્રન્થ, १–१८१)

(ञ) एकवार आगइ दैत्य थिकू रामे रुद मूकाविउ ॥ (એ જ ગ્રન્થ, १–११८)

(ट) तिहा थिका राम संचरिया

(ठ) चित्रकोटि थिकू करिउ पीयाणु

(सीताहरण, કર્મણકૃત વિ સ. ૧૫૨૧; જુવો ઉપર પૃ. ૩૨)

(ड) नीड थकु तव पडयु मीसरी (ભાલણકૃત कादंबरी, પૃ. ૨૯, પ. ૧૪, લગભગ (વિ. સં. ૧૫૦૦)

(ढ) सामतक राजा सवि जोडी दिन थका ते हाथ [પૂર્વોક્ત ગ્રથ, પૃ ૨ ૫ ૨૩]

(ण) प्रात थकां मि नवा हीडाय [એ જ ગ્રંથ, પૃ ૨૪ પં. ૨]

(त) स्फटिक भित्ति समीप रही पृथक थकी ते भासि नही [એ જ ગ્રથ, પૃ ૮૪ પં ૧૫]

(थ) नेत्र धवल थकां इ दीसि स्वभावि आरक्त [એ જ, ગ્રંથ, પૃ. ૭૦, પં. ૧૨][७४]

(द) आव्यांछि आरासणि थिका [विमलप्रबन्ध, ४, ७०, वि. स. १५६८]

(ध) त्रिणि वर दीधा पोतिइ थका (? थिका) (वि प्र ४–७८)

(न) उत्पत्ति सघळी ए स्थकी वळी प्रले थई एमा मले

(अखदेव કૃત ब्रमागीता, अप्रसिद्ध काव्य, वि. सं. १६०८)

(न) –१ च्यार रत्न रहिये तिहां स्थका।॥ ३७ ॥

(सुदामाख्यान, फार्बस सभाना सग्रहमा ह. प्र. ५४ ख, नकलसाल संवत वि. सं. १७११)

---

૭૩ આ ગ્રન્થની અત્યન્ત બોધક અને દ્યોતક પ્રસ્તાવનામાં શ્રી. મંચેરજી પા. ખરેઘાટ બીજા બાર ઉપરાંત દાખલાઓ બતાવે છે ૫૧ ४, ४૮ ૧, ૫૩ ૮, ૧૮.૫, ૫૩ ૧, ૫૫.૫, ૪.૨૧, ૧૦.૧, ૨૭ ૪, ૩.૪, ૩ ૫, ૫૩.૧, ૫૩ ૭, ૧૯ ૬, [૧૮ ૫ ખરો દાખલો ભાગ્યે જ ગણાય અનેરે પુરુષઇ સઉ થાકી રહી, અહિં થાકી રહી ક્રિયાવચનનો અર્થ "રોકાઇ રહી" હોય એમ લાગે છે.]

૭૪ नीड थकु ઉપરની પોતાની ટીકામા [પૃ ૨૯, પ. ૧૪, ટીકા પૃ. ૨૧૨] રાવબહાદુર કે હ ધ્રુવ થકુમાના કને ચિબ્રકને લાગેલો પ્રક્ષિપ્ત અનુગ માને છે થકુની સ્થક્કમાથી વ્યુત્પત્તિને, અને કનો લોપ થાય પણ થ હોય તો ગુજરાતીમા ક આવે એ વસ્તુસ્થિતિને, હેમણે અવગણ્યો છે એ સ્પષ્ટ છે

(न`–२ ते स्थकी अधीक मोकलो (विष्णुदासकृत चन्द्रहासाख्यान, वि. सं. १६३४)

(प) लाडुआ मारे थकु कडकु एक कूनरानइ घातिउ
(वेताल पचवीशी, લગભગ વિ. સં. ૧૬૨૦, જુવો ઉપર પૃ. ૩૯)

(फ) ते ज सूत्रधार ते नावे बेठो थको (પાઠાન્તર बेठे थके)
(अखेगीता, પદ ૧, કડી ૨. વિ. સં. ૧૭૦૫)

(ब) भक्ति स्थकी पाताल चाप्या नीवारो संदेह
(પ્રેમાનંદકૃત वामनाख्यान, वि. सं. १७३० अप्रसिद्ध काव्य);

(भ) ए कोप्यो थको रे व्योम वसुधा बने एकठा करे
(પ્રેમાનંદકૃત अभिमन्यु आख्यान, वि. सं. १७२७)

[આ પ્રયોગની સાથે हु मोडो थको आवी जइश જેવાં વચનોમાંનો થકુનો અદ્યતન લોકસામાન્ય પ્રયોગ સરખાવવો દ્યોતક બનશે.]

(म) जोता थकां (पंचोपाख्यान वार्तिक જોહાનિઝ હેર્ટેલ સંપાદિત, પૃ. ૧૬, પં. ૭)

આપણે જે શબ્દની ચર્ચા કરિયે છિયે એ શબ્દના थकु (थकउ, स्थकु (स्थकउ) હેવા રૂપ-વિકલ્પો અહિં જોવામાં આવે છે એ જોઇ સકાશે स् નું આગમન મૂળ શબ્દ स्थक्कના स्માંથી થયું છે એ સ્પષ્ટ છે. આ દૃષ્ટાંતોમાંનાં કેટલાંકમાં स् એ સમયે સંભવતઃ પ્રચારલુપ્ત થયો હોવા છતાં ચાલુ રાખ્યો છે એ માટે તો લહિયાઓ જવાબદાર હોય એમ લાગે છે.

આટલાં દૃષ્ટાંતોમાં પંચમીનો અર્થ જોઇ સકાશેઃ (क), (ख), (ग), (घ). (ङ), (च), (छ), (ज), (झ), (ञ), (ट), (ठ), (ड), (द), (न), (न)–૧, (न)–૨, (प) અને (ब); દૃષ્ટાંત (घ) માં અર્થ અંશતઃ પંચમીનો છે કારણ કે पोतिइ थिका એટલે, શબ્દશઃ અર્થ કરતાં, પોતામાંથી, અથીત્ પોતાથી, સ્વચ્છાએ; અને બાકીના દૃષ્ટાંતોમા थकउ (थकु) ના કારકનિરપેક્ષ પ્રયોગ છે; (ज)માં કૈંક જુદી રીતે અર્થ કારકનિરપેક્ષ છે, કારણ કે थिकां, રહ્યા, स्थितानि, રહેલાં, એ અર્થમા છે.

**१० पाहिं, पाहि, अथवा पाइं કે पइं, पंचमी प्रत्यय तरीके**

આ શબ્દનો ઉપયાગ નિરપવાદ રીતે [અંગ્રેજી "than"ની માફક] તુલનાવાચક એટલે અધિકતાવાચક વાક્યમાં થાય છે.

(अ) आकाश पांहइ अधइक तेजवंत अछइ [अंदर्गवीरा, ૫૬, ૧૭; નકલસાલ वि. स॰ १४७१]

(क) इन्द्रजाल पाहिं चपल [इन्द्रियपराजयशतक, ८६ वि. सं. १५५६–१६०६]

(ख) तुजनइं जीव्यापाहिं मरण रूडु [दशवैकालिकसूत्र, १.१२ वि सं. १४५६–१५५७].

(ग) एक एक पाहि अधिक दीपइ ( शालिभद्र चौपाइ, ७४ वि. सं. १५५६–१६०६ )

(घ) अमीरस पाहि अधिकी ( ઉક્ત ગ્રન્થ, १७५ )

(ङ) आरमा पाइ अधिक वाहाली, तेजनु भथार ( ભાલણકૃત कादंबरी, પૂર્વભાગ, પૃ. ६९ પંક્તિ ४ આશરે वि. सं. १५५० )

(च) माता पाहिं तूं अधिक ( ભીમકવિકૃત प्रबोधप्रकाश, ६, २८ વિ. સં. ૧૫૪૬ )

(छ) एक एक पाहिं सपराणा ( कान्हडदे प्रबन्ध, १-१८२ વિ. સં. ૧૫૧૨ )

(ज) याचंतो जे नरसुप जाथि

त्रण पइं वे (ह) हलुउ थाथि ॥

( સોમકૃત सुदामासार, કડી ૨૫, શ્રી. મંજુલાલ ર. મજમુદાર સંપાદિત પ્રેમાનંદકૃત सुदामाचरितના પરિશિષ્ટ ૧ માં )

( સંપાદકે त्रणपइ तेह लउ थाथि એ પાઠ આપીને હેની પછી ( ? ) મૂકયો છે; મ્હેં આપ્યો છે એ પ્રમાણે ખરો પાઠ તેઓ કલ્પી સકયા નથી એ દેખીતું છે ).

( पाहिं (=ના કરતાં ) माधवानल-कामकंदला दोग्धक प्रबंधમાં ઉપલબ્ધ છે. પૃ. ૧૧૬, પં. ૨ ( ક. પ્રમાં ). ( વિ. સં. ૧૫૭૪ ).

(क) થી (च) દૃષ્ટાન્તો ટેસિટોરીની " નોટ્સ " § ૭૧, ( ૮ ) અને § ૭૯ માંથી લીધાં છે. पाहिंના हूंનો લોપ થઇને પ્રાપ્ત થયેલ पाइ ત્યહાર પછીના સાહિત્યમાં અધિકતર હ્રાસ પામીને पें બને છે; દાખલા તરીકે અખો पें વાપરે છેઃ—

(૧) बालकपें धरशे ते शून्य ( छप्पा, वेदअंग, છપ્પો ૫૮ ).

(૨) मानिशपें देव उत्तम लखे ( ઉક્તગ્રન્થ-છપ્પો ૭૧ ).

અને પ્રેમાનંદ પણ—

(૩) अकेको कण जे तांदुलतणो इंद्रासनपें मोंघो थशे ( सुदामाचरित, ૧૨, કડી ૨ ).

(૪) एक एकपें अदकां मोती राजमाता वे टकटक जोती ( नळाख्यान, ૫૮ ).

અને દયારામ પણ—

(૫) कोइ कोइना गांज्या न जाय एक एक पें बळिया ( हनूमान् गरुड-संवाद )

(૬) आ जीव्यापें मूवुं भलु ( ध्रुवाख्यान, तुलसीकृत, पूर्वछायो ४; વિ. સં. ૧૬૧૪ ) પણ पें નરસિંહ મ્હેતાના સમય જેટલો વ્હેલો પણ મળે છેઃ-

(૭) तेपें तो हु हरिनो वहालो ( हारमाला, પદ ૨. કડી ૫ )

પરંતુ આ કૃતિ નરસિંહ મ્હેતાની મૌલિક કૃતિ હશે કે નહિં એ શંકાપાત્ર છેઃ અને આ રૂપ पें એ શંકાનું સમર્થન કરે છે; અથવા એમ હોય કે આ પંક્તિમાંનું આ पें રૂપ ત્યહાર પછીના સમયનો કોઇએ કરેલો ફેરફાર હોય.

" Than " ની માફક સરખામણી કરવી હોય ત્યહારે સાધરણતઃ વપરાતો આ पें વિરલ પ્રસંગોમાં કેવળ મૂળ પંચમીના ( अपादानના ) અર્થમાં, અર્થાત્ "માંથી" ના અર્થમાં, વપરાય છે; દા. ત. सकल इंद्रिपें छुटो रमे ( અખો, छप्पा, फुटकळ अंग, છપ્પો ૪ ).

ટેસિટોરી પાહિને પક્ષેમાંથી વ્યુત્પન્ન કરે છે ( " નોટ્સ " § ૭૧ (૮)). રા. બ. કે. હ. ધ્રુવ ( હેમણે સંપાદિત कादंवरी. પૂર્વભાગ, પૃ. ૨૫૨ મે ) હેની વ્યુત્પત્તિ पार्श्व માંથી માને છે ( पार्श्वे યોગ્યતર થાય ). બંનેનો અર્થ ' ને પડખે ' થાય છે; એથી તુલના* સૂચવાય છે કારણ કે તુલના બે વસ્તુઓને પડખે પડખે રાખી ને થાય. મરાઠી પેક્ષાં (=than) अपेक्षया (સં. માંથી આવેલ છે તેથી પાહિનું મૂળ પણ अपेक्षया હશે એ તર્ક ઊપજે. પ્રાચીન ગુજરાતી पाखि (=विना ) જે કેટલાક લોકવર્ગમાં આધુનિક ગુજ. પણ છે તે-પક્ષેમાંથી આવે છે એ નિઃસંશય છે. આ સર્વ હકીકતને એકત્ર વિચારતાં મ્હારું વલણ ટેસિટોરીની પક્ષેમાંથી પાહિની વ્યુત્પત્તિ સ્વીકારવાનું થયું હતું, કારણ કે પક્ષે એકતઃ " विना " અર્થનો पाखि અર્પે અને અન્યતઃ " ના કરતાં "ના અર્થનો पाहि આપે. પણ અહિં નીચે નોંધેલા અન્ય પ્રયોગોમાં પાહિનો તૃતીયાનો કરણવાચક કે કર્તૃવાચક અર્થ જોતાં હું છેવટ पार्श्वमांથી પાહિની વ્યુત્પત્તિ સ્વીકારું છું.

[ એજ पार्श्वमांથી સાધ્ય पाहि करणार्थे કે કર્તૃ-અર્થે વપરાય ત્યહારે હેનો અર્થ કંઈક જુદો થાય છે:—

(૧) प्रतीहार पय लागी ताम महामंच सिंहासनि ठाम

अलंकरावे नलनृपपाहि ( નયસુંદરકૃત નળદમયન્તીરાસ, ૮,૩૪ )

" નળ પાસે સિંહાસન અલંકૃત કરાવ્યું," અર્થાત્ "નળને સિંહાસને બેસાડયો."

(૨) द्यु अरदास, पासि तुम्ह दीधी जे कान्हडदे राइ ( कान्हडदेप्रबन्ध, १–१४० )

એટલે જે कान्हडदे राइ तुम्ह पासि (=ત્હમારી કને–મારફત) દીધી તે अरदास द्यो. (અહિં पासि છે તે પાહિનો पार्श्व જોડેનો સંબંધ ચોખ્ખો બતાવે છે.) આ पाहि તૃતીયાના પ્રત્યય તરીકે पइ રૂપે પણ બનતોઃ—

याचवा वेला श्री जगदीस मातपिताप्रइ खडाव्यू शीस ॥ ( सुदामासार, કડી ૨૩ )

મૂળ પંચમીનો પ્રત્યય હતો હેવા આ पाहिનો હાવો તૃતીયાના પ્રત્યય તરીકે ઉપયોગ થાય છે તેને આજે પંચમી પ્રત્યય थीना તૃતીયાર્થે થતા ઉપયોગ જોડે સરખાવી સકાય; દા. ત. मागेली कलमथी कागळ लख्यो. ]

अर्दा–वीराना પદ્યરૂપ ભાષાંતરમાં અનેક સ્થળે વપરાયેલા मन हूति रळियात એ શબ્દોમાં हूति પ્રત્યયના પ્રયોગમાં આ પ્રકારનું જ અર્થપરિવર્તન જોવામાં આવે છે. આ ગ્રન્થની ડૉ. જીવણજી જ. મોદીની માલિકીની હસ્તપ્રત મ્હને શ્રી. બેહરામગુર અંકલેસરિયાએ બતાવી હતી. નકલની સાલ છે વિ. સં. ૧૮૦૧. કર્તા, રુસ્તમ પેશોતન હોરમઝદિયાર (હમજિયાર) ય. સ. ૧૦૬૪=વિ. સં. ૧૭૨૦ની આસપાસ થઈ ગયો.

---

* આથી ઊલટે પક્ષે જુવો सरसु (=અડીને રહેલું) દા. ત. छाती सरसुं, भाई सरसी घाली माय [ विमलप्रबन्ध ७१–४ ] જ્યહાં सरसी=સાથે થાય છે. पहि.( पार्श्वे ) માં સામીપ્ય તુલના-સૂચક છે, જ્યહારે सरसुमां તુલનાના અર્થમાંથી નિકટત્વનો અર્થ નીકળે છે.

એ પ્રયોગદૃષ્ટાન્તોમાં हूति પંચમીનો અર્થ બદલીને પ્રથમ તૃતીયાનો, અને પછી સપ્તમીનો અર્થ પ્રાપ્ત કરે છે.

### (૧૧) *आं-पंचमी प्रत्यय*

ટેસિટોરી આ પ્રત્યયને વિરલતર દેખાતો ગણે છે (નોટ્સ § ૬૧) અને હેનાં આ દૃષ્ટાન્તો આપે છે:—

(क) मुणी सिंह **कोपां** जळि थयउ (पंचाख्यान, ૪૮૪; વિ. સં. ૧૫૫૬–૧૦૬)

અને (ख) ते दुस थोडीशी **वेलां** सहिया पछी चिरइ जाइ (નેમિચંદ્રકૃત षष्टिशतक ૧૫૫ ઉપર બાલાવબોધ વિ. સં. ૧૬૦૬–૧૬૫૬).

પણ ભાલણકૃત कादबरीમાં (આશરે વિ. સં. ૧૫૫૦માં) આ રૂપનો પ્રયોગ પ્રચુર છેઃ—

(ग) कुसुम लेतां **लीलां** जेणि स्पर्श हूउ राग (પૃ. ૧૫, પં. ૧)

(घ) वांछित **वसुधां** भोग (પૃ ૩ પં. ૧૬)

(ङ) *विलासवतीइ प्रगम्यु उत्तम* **वेलां** तन (પૃ. ૪૯, પં. ૩)

(च) ए सघला अनर्थ ऊगाइ **अवेकलां** इ (પૃ. ૭૦, પં. ૭)

(छ) श्रांत-**थकां** मि नवि हींडाय (પૃ. ૨૪, પં. ૨)

(ज) श्रद्ध **थयां** द्विजकेरु पात (પૃ. ૨૭, પં. ૯)

નયસુંદરકૃત नलदमयन्तीरासમાં (વિ. સં. ૧૬૬૫) આ પ્રત્યયવાળાં રૂપો મળે છે.—

(झ) **पहिलां** हरिपत्नी भोळवी निश्चल मन तुजसु मेळवी (પ્રસ્તાવ ૩, ઢાળ ૧, કડી ૪૫)

(ञ) रति नहि **बेठां** सभामांहि गीतसुं नहीं चित (૨–૨–૪)

વિ. સં. ૧૪૭૧ પ્હેલાં षडावश्यकबालावबोधનું ગુજરાતી ભાષાન્તર થયું હતું હેમાં આ પ્રયોગો ઉપલબ્ધ છેઃ–

(ट) चदोर पउहउलइ **जातां** पलिपांच नही (૪–૨૪)

(ठ) श्रहाउ **अछतां** तऊं रापे बीहतउ (૪, ૪૩)

(ड) जीणइ न्याय **करतां** नास्तिक्य अणछतउ कूडउ कीधउं (૧૩–૪)

ટેસિટોરી ("નોટ્સ" § ૬૧માં) આ પ્રત્યય आंને સં. स्मात्માંથી, (સર્વનામયોગે હેમચંદ્રે આપેલા) અપ. हां દ્વારા, અથવા અપ. પંચમી બહુવચન પ્રત્યય हहुમાંથી, વ્યુત્પન્ન થયેલો માને છે. हा તો સપ્તમીને બદલે ભૂલથી પંચમી મનાયો છે એ હું કહી ગયો છું.[૭૫] તે છતાં આ स्मात्માંથી કલ્પનીય हा દ્વારા આવ્યો હોય એ શક્ય છે. આ છેલ્લી વ્યુત્પત્તિ કદાચ વિશેષ સ્વીકાર્ય થાય.

રાવ બહાદુર કે હ ધ્રુવ[૭૬] આ आंને चिरम्, कामम्, વગેરે શબ્દોમાં આવતા સં. ક્રિયાવિશેષણઘટક શબ્દાન્ત्य अम्નો વિકાર ગણે છે. આ ચિન્ત્ય છે. આ अम्માંથી પંચમીનો અર્થ સ્હેલાઇથી કાઢી સકાય નહિં. આ अम् તો વસ્તુતઃ અર્વાચીન ગુજ. ऊંનો પૂર્વગામી છે, જેમકે प्रथमम् સં. પ્હેલું ગુજ. (ક્રિયાવિશેષણ અવ્યય).

---

૭૫. જુવો ઉપર પૃ. ૭૫ પાદટીપ ૫૫.

૭૬. ભાલણકૃત कादम्बरी, પૂર્વભાગની ટીકા, પૃ. ૬૭૮, મધ્યભાગ.

ઉપર આપેલાં દષ્ટાન્તોમાં આ ભાં પ્રત્યયની અર્થચ્છાયાઓમાં પરિવર્તન જોઈ સકાય છે; કેટલાક દાખલાઓમાં અર્થ શુદ્ધ પંચમીનો છે, જેમકે [क], [घ], અને [ज]માં: અન્યત્ર તૃતીયાનો અર્થ છે, જેમકે [ग] માં, [च]માં અને [छ]માં. અને બાકીના દાખલાઓમાં વળી સપ્તમીનો કે હેની અતિનિકટનો અર્થ છે, જેમકે [ख] અને [ङ]માં. દાખલા [झ] માં આનો અર્થ સપ્તમીનો છે, જ્યારે [ञ] માં પ્રથમ પંચમીનો અને પછી સપ્તમીનો અર્થ છે. [ट] [ठ] અને [ड]માં સપ્તમીનો અર્થ છે.[૭૭] [छ] માંનો પ્રયોગ બહુ દ્યોતક છે: थांत थकां मि नवि हींडाय. અહિં मि એ રૂપ તૃતીયાં [मया] છે, અને એ हींडाय (કર્મણિપ્રયોગ) સાથે અન્વયમાં રહેલું કર્તૃવાચક રૂપ છે; અને थकां એ मिનું વિશેષણ હોઈને અવશ્ય હેનું સમાનાધિકરણ (એ જ વિભક્તિનું) હોવું જોઇયે; પણ આંથી થતું રૂપ પંચમીનું છે; અને આ વસ્તુસ્થિતિમાં, म्हाराथी लखाशे જેવી રચનામાં પંચમીના थीનો તૃતીયાના અર્થમાં એટલે કે કર્તૃવાચક તરીકે ઉપયોગ થાય છે એ ભાવિઘટનાની આગાહી રહી છે. આ म्हाराथी लखाशे રચના શકયતાર્થમાં જ વપરાય છે. આ પ્રકારનાં વાકયોમાં પ્રાચીન ગુજરાતીમાં કર્તૃવાચક તૃતીયા પ્રયોજાતી; દા. ત.

> हेवी रीति त्रणे भाईनी म्हें तो नव रहेवाय (પ્રેમાનંદકૃત नळाख्यान]
>
> આજની ગુજરાતીમાં
>
> [૧] भणतां पंडित नीपजे लखतां लहियो थाय
>
> [૨] खातां गाय तेनी अकल जाय
>
> એ પ્રકારનાં વાકયોમાં આવતાં जतां વગેરે રૂપો વપરાય છે એ આ પ્રાચીન आं યુક્ત પંચમી રૂપના અદ્યતન પ્રતિનિધિયો જ છે.

પ્રાચીનતર પ્રયોગ વિ. સં. ૧૫૦૦ થી ૧૬૬૫ સુધીના સમયને આવરે છે એ તો જોઈ સકાયું હશે. આ સમયાવધિની બ્હાર આ પ્રયોગ વિરલ જણાશે.

**[૧૨] भणी "माटे"ना अर्थमां, ते मटे=तेथी**

ટેસિટોરી આ દાખલાઓ આપે છે:—

[क] **तेह भणी** [=तेथी;]
[હેમચંદ્રરચિત योगशास्त्रनी छाया વિ. સં. ૧૪૫૬-૧૫૫૬; इन्द्रियपराजयशतक ઉ.ર बालावबोध-વિ. સં. ૧૫૫૬-૧૬૦૬ ઇત્યાદિમાં]

[ख] **स्या भणी** [=શા માટે ?]
[पचाख्यान, ૫૩૫; [વિ. સં. ૧૫૫૬-૧૬૦૬]:
[आदिनाथचरित्र, વિ. સં. ૧૫૫૬-૧૬૦૬].

---

૭૭. સંસ્કૃતમાં ति પ્રત્યયથી થયેલાં નામો છે હેનાં સપ્તમી એકવચનનાં રૂપોના પ્રાકૃત પ્રતિયોગોમાંથી આ કૃદન્ત ઉદ્ભવ્યું છે એમ શ્રી. એમ. પી. ખરેઘાટ ઉક્ત ગુજરાતી ભાષાન્તરની પોતાની પ્રસ્તાવનામાં, પૃ. ૧૯મે પાદનોંધ ૨૭માં, તર્ક રજુ કરે છે; દા. ત. यातिની સપ્તમી यत्याम् "જતામાં" "જતી વેળા" અને હેમાંથી जातां. આ રૂપની ઉપર આપેલી પૃથક્ક્રિયા જોતાં આ તર્ક સાથે સમત ભાગ્યે જ થઈ સકાય.

[ग] देवदत्तनइ मिलवा भणी [पंचाख्यान, १९८];

[घ] राजाना प्रतिबोधना भणी मुहलइं गाथा कही; [आदिनाथ चरित्र];

[च] शालसमुद्र तणा भणी नीति बुद्धि छइ नाउ । [पंचाख्यान, ५];

[छ]-१ आंगुली कुही भणी तेह हुइँ बीजउं नाम कोणी इसिउँ प्रसिद्ध हूउँ ।

[ધર્મદાસકૃત ઉવએસમાલા ઉપર સોમસુંદરસૂરિની ટીકા, ગાથા ૧૪૯; વિ. સં. ૧૫૬૭]

આ વાક્યનો અર્થ એ છે કે આંગળી કોહી માટે તેનું બીજું નામ 'કોણી' હેતું પ્રસિદ્ધ થયું.

નયસુંદરકૃત નળદમયન્તીરાસ ( વિ. સં. ૧૬૬૫ ) માંથી નીચેના દાખલાઓ ચૂંટ્યા:

(च) पहिलु तुज वशि करवा भणी
भमिहि दीह दमयंती तणी ( ५. ८-७६ )

(छ) पुरुष भणी हुं अळगो रह्यो ( २-१-१३ );

(ज) चाल्यो तेहने वरवा भणी ( ६-७२ )

(झ) ते भणी लोकपाळ सुप्रसन्न
थाओ एक मुज सह्यो वचन [ ६-८० ];

[ञ] तेह नुं स्वागत करवा भणी [ ६-६८ ];

અને આ દાખલો એ જ લેખકના રૂપચંદકુંવરરાસમાંથી છે [ વિ. સં. ૧૬૩૭ ]:-

[ट] लाज तजी कहु छु ते भणी [ ४ ચોપાઈ १५ ]

[ठ] इरण भणी घणां लइड [ कान्हडदे प्रबन्ध, ४-३६

[ड] हु आवित तम कहिवा भणी । ( विमल प्रबंध-२-७ )

ઉપર આપેલા દાખલાઓમાંના મ્હોટા ભાગમાં, એટલે કે (ग), (घ), [छ], [च], [ज] અને [ञ]માં भणीની પૂર્વે अनु-પ્રત્યયવાળું હેત્વર્થ કૃદન્ત રૂપ આવે છે:-करवा भणी એટલે કરવા માટે-કાજે, અર્થે, સારું.

[छ]-१માં भणीની પૂર્વે आंगुली कुही એ સ્વતંત્ર વાક્ય છે, જેને આ भणी તે પછીના વાક્યથી જોડે છે.

બાકીના દાખલામાં અર્થાત્ (क), (ख), (छ), (झ) અને [ट] માં भणी નામથી કે સર્વનામથી સંબંધ રાખે છે. આ બીજા જૂથમાં भणी સંબંધક કૃદન્ત છે અને નામ કે સર્વનામ એ કૃદન્તનું કર્મ હોઈને દ્વિતીયા વિભક્તિમાં છે અને भणी તથા એ નામ કે સર્વનામ વચ્ચેના દ્વિતીયા વિભક્તિ રૂપ સંબંધમાંથી માટેનો અર્થ અંકુરિત થાય છે; पुरुष भणी એટલે, મૂળમાં, पुरुष भणीને पुरुष कहीने; ते भणी=ते भणीने, ते कहीने; અર્થાત્ पुरुष छु एम कहीने, જે અર્થમાંથી કારણસંબંધનો, તે માટે=તે કારણે હેવો, અર્થ પરિણમે છે. આ બાબતમાં भणीના હાલા પ્રયોગને म्हणून એ મરાઠી પ્રયોગ સાથે સરખાવવા જેવો છે, કારણ કે म्हणून તે એ જ સં. भण् ધાતુમાંથી વ્યુત્પન્ન म्हण् ધાતુનું સંબંધક કૃદન્ત છે અને હેનો પણ હાવો જ કારણવાચક અર્થમાં ઉપયોગ થાય છે.

મણી ને પૂર્વગામી ક્રિયાપદના હેત્વર્થ કૃદંત જોડે સંબદ્ધ કરતા પ્રથમ જૂથના દાખલાઓમાં પણ મણીનો અર્થ માટે, કાજે, અર્થે, સારું એ જ થાય છે પરંતુ એ અર્થ એક અલ્પ આન્તરાલિક ક્રમ દ્વારા પ્રાપ્ત થાય છે; करवा भणी=करवु एम भणीने, कही ने, मनमा कही ने, धारीने; હાનો અર્થ, સહજ વિચાર–પરિવૃત્તિથી, करवाने માટે હેવો થયો, જો કે અહિં करवु તે भणीનું કર્મ છે તેથી પ્રયોગ करवुं भणी એ રૂપે, ખરી રીતે, થવો જોઈ યે. સંભવતઃ આ અન્યથાબુદ્ધિનું પરિણામ છે, કારણ કે મણીનો માટે જેવો પરિણામી અર્થ મનોદૃષ્ટિ સમક્ષ આવીને ઊભો રહેતાં હેનો પૂર્વગત શબ્દ જોડે માટે નો છે ત્હેવો વ્યાકરણ સંબંધ સ્થપાયો; જો કે माटे, काजे, अर्थे એ તો સપ્તમી વિભક્તિનાં નામ છે તેથી પૂર્વનામ જોડે હેવા વિભક્તિસંબંધમા છે, એટલો તફાવત છેઃ તે माटे=ત્હેને માટે ઇત્યાદિ; આ રીતે मणी સપ્તમ્યન્ત નામ નથી તે છતાં करवु भणी બદલીને करवा ( ने ) भणी હેવી રચના થઇ. ( सारु ક્રિયાવિશેષણ છે, તે છતાં करवा सारु જેવા પ્રયોગમાં सारु નો ઉપયોગ करवा भणीमांના भणी ની રીત જ થાય છે, આ વસ્તુસ્થિતિ પણ સૂચવે છે કે भणी સપ્તમીવિભક્તિનું નામ નથી.)

આ भणी શબ્દના અર્થનો એક વિલક્ષણ ભંગિવિશેષ એક વિરલ પ્રયોગમા જોવાય છે.—

पाछला भवना वइराण सवन्ध भणी गर्भे नइँ महात्म्यिइँ
भरतारनौँ आँत्र खावानु डोहलउ ऊपनु।

.( ધર્મદાસકૃત उवएसमाळा, ગાથા ૧૪૯ ઉપરની સોમસુંદરસૂરિની ટીકા; ટેસિટોરીની " नोट्स ", પૃ. ૧૦૪ ) અહિં भणीનો અર્થ " ને પરિણામે " થાય છે, सवन्ध भणी=संबन्धने लीधे.

ટેસિટોરી, " नोट्स " § ૭૧, (૪)માં भणीને અપ. मणियुना ( भण्‌ना અપ. ભૂતકૃદન્તના ) સપ્તમી એકવચનરૂપના સંકોચથી નીપજેલું જણાવે છે, અને એ કારણે " કહેવાતા સંબન્ધક કૃદન્ત "થી અભિન્નમૂલ માને છે. હું એમ કહું કે આ भणी મૂળમા સંબન્ધક કૃદન્ત જ છે, વિશેષ કૈં નહિં, અને પછી હેનો, અર્થના ભંગિવિશેષથી, ક્રિયાવિશેષણ તરીકે ઉપયોગ થયો છે.

આ શબ્દની ભૂતકૃદન્તના સપ્તમી વિભક્તિના રૂપમાંથી વ્યુત્પત્તિ કલ્પી છે એ વિશે હું માત્ર એટલું કહીશ કે હેમણે ( " नोट्स " § ૧૩૧મા ) આપેલ, करी (ने) પ્રકારના સંબન્ધક કૃદન્તની વ્યુત્પત્તિકલ્પનામાં જે ભૂલ કરી છે તે જ ભૂલ અહિં કરી છે; મ્હારા મતભેદનાં કારણો હું આપી ચૂક્યો છું. ( જુવો ઉપર પૃ. ૫૨ પાદનોંધ ૨૧ ),

भणीનો આ માટેના અર્થમા, કારણવાચક, પ્રયોગ હવે પ્રચલિત નથી; ઉપર આપેલા દાખલાઓના સમયથી બ્હાર એ ઉપલબ્ધ નથી. પણ भणीનો બીજો એક અર્થ ક્રિયાવિશેષણ તરીકે થાય છે, અને એ અર્થમાં હેનો પ્રાચીન સાહિત્યમાં પ્રયોગ ઉપલબ્ધ છે અને હેનો એ અર્થ અને હેવો ઉપયોગ લિખિત સાહિત્યમાં તેમ જ લોકભાષામાં આજ સુધી ચાલુ રહ્યો છે. આ અર્થ છે ' તરફ, " " ની દિશામા, " દા. ત. घर भणी=ઘરની દિશામાં; शियाळ ताणे सीम भणी, ने कुतरु ताणे गाम भणी (લોકપ્રચલિત કહેવત). ડૉ ટેસિટોરીએ પ્રાચીન સાહિત્યમાંથી આ અર્થના દાખલાઓ § ૭૧,૨૫ને અન્તે આપ્યા છે; પણ હેમાંના વિશેષ નહિં તો બે દાખલા યથાર્થ નથી; જેમકે

चौद विद्या भगी એટલે "ચૌદ વિદ્યાઓનો અભ્યાસ કરીને" એ અર્થ સ્પષ્ટ છે, અને हित भणीउं તો હેમણે પોતે જ "for the benefit (of)" (=ના હિત માટે) હેવું ભાષાન્તર આપ્યું છે. યથાર્થ દાખલાઓ આ છે:—

(क) चालियु वन भणी (पचाख्यान, १५४);

(ख) आवियु सिंह भणी (એ જ ગ્રન્થ ६७);

(ग) ते तेडी आवऊं तुह्म भणी (એ જ ગ્રન્થ, ५३८);

મૂળ અર્થ "કહીને" છે તેમાંથી, "મનમાં કહીને" અર્થાત્ "વિચારીને" હેવા કેટલાક ક્રમોદ્વારા, "ની દિશામાં" એ અર્થ રહેતાઈથી આવી સકે છે, घर भणी=घर छे एम कहीने, घर तरफ–ઘરની દિશામા.

મણીનો આ અર્થમા થતો ઉપયોગ એક વિશેષ ઘટનામાં પરિણમે છે, તે એ કે भणी જેને યોગે વપરાયો હોય એ શબ્દને ષષ્ઠી વત્તા સપ્તમી પ્રત્યય લગાડાય છે; દા. ત. घरनी भणी, જે બરાબર ઘરની પાસે ઇત્યાદિ પ્રયોગો પ્રમાણે છે આ કારણે કોઈ એમ માની લે કે घर भणी પ્રયોગમાં नी પ્રત્યય અનુક્ત રહે છે; અને વળી ટેસિટોરીએ દર્શાવેલો મત પણ સ્વીકારી લે કે भणी તે ભૂતકૃદન્ત भणिय-भणियुનું સપ્તમીનું રૂપ છે અને ॰नी એ સપ્તમી भणिइ એ સપ્તમીના સામાનાધિકરણ્યથી થયેલ છે. ડૉ. ટેસિટોરીએ આપેલો દાખલો (§ ७१, (४)માં છેલ્લાની પ્હેલાનો દાખલો)–देसाउरि भणि–चालियु (પૃ. १४५) જોઈશું તો હેમાના (देसाउरनी સપ્તમી) देसाउरि શબ્દથી સપ્તમીના પ્રયોગનું સમર્થન થતું લાગશે પણ હું આ મત સ્વીકારવા તૈયાર નથી મ્હારા મતભેદનાં કારણો આ છેઃ—

(क) માટેના અર્થમા વપરાતો साह शબ્દ હેવો જ રીતે સપ્તમીને યોગે વપરાય છે, દા. ત. મ્હારે साह (મ્હારે માટે), અને તે છતાં અહિં साह અવ્યય છે, સપ્તમી વિભક્તિમાં નથી

અને (ख) भणीના ઉપયોગમા સપ્તમીનો (ષષ્ઠી વત્તા સપ્તમીનો) પ્રત્યય લગાડવાનો આ ચાલ – पासे, जोडे, माटे ઇત્યાદિ (घरनी पासे ઇત્યાદિ) પ્રયોગના સામ્યથી ઉપજતા બુદ્ધિભ્રમનું પરિણામ છે. બીજી રીતે કહિયે તો, घरनी भणी હેમાથી नी નો લોપ થઈને घर भणी પ્રયોગ થયો એમ નહિં, પણ સામ્યાભાસને પરિણામે नी ઉમેરવાથી घरनी भणी પ્રયોગ થયો એ વસ્તુસ્થિતિ છે.

**(१३) जमलो (०लु) (क) નજીકનું, સમીપસ્થ, યુક્ત; (ख) તુલ્ય. એ અર્થોમાં.**

પ્રયોગના દાખલાઓ જોઈયે —

(१) नरसिंह म्हेता, वि. सं. १४७०थी१५३६

(क)हींडोळे हींचता रढ्ढ, जमला[७८] जादवराय रे (हींडोळानां पद, १८–१);

७८. ગુજરાતી પ્રેસની આવૃતિમા રઢુ ज, मल्या–હેવો પાઠ છે જે દેખતાં જ ખોટો જણાઈ આવે છે. ખરો પાઠ મ્હેં બીજા હસ્તલિખિત સંગ્રહમાં જોયો છે.

 38ण्ण्5

(ख) कामं कामघेली चाली वहेली, **जमलां** जीवन जोडे रे (शृंगारमाळा, १५६-२);
(ग) जांणां जीवन **जमली** इदा गमती गोठडी करशां रे ( „ २६४-३);
(घ) कामण करां हु मदर जाउं जाणां ते **जमलां** रहिए रे ( „ २७०-२);
(ङ) जाणु **जमलां** रहीए जोवन भूदरो मुशी भावां रे ( „ ३०६-१);
(च) कामण तायलां कीकी मांहे, जीवन **जमलां** रहिये रे ( „ ३०७-१);

(२) कान्हडदेप्रबध वि. सं. १५१२

(छ) **जमली** साखि दीद् परधान (४-१३०)
(छ)-१ नको अंगरख **जमलु** रहइ (એ જ ગ્રન્થ १-२४)
(छ)-२ ताहरि **जमलि** ( „ १-१४७)
(छ)-३ मूरति पांच एक लिंगथी,
छठ्ठी तास **जमली** को नथी ( „ १-२५२ ).

{ (छ)-२માં જમલિ નો અર્થ 'તુલ્ય' થાય; (छ) ૩માં તો જમલી નો અર્થ 'તુલ્ય' છે એ ચોક્કસ છે. }

[छ]-४ **जमलि** रही सवि अतेउरी [४-२६३]
[छ]-५ **जमली** रही कराविसु दाह [३-२१०]
[छ] ६ सुभद्र तेडया जमला [प्रेमानन्द, ओखाहरण, २५-२]
[छ] ७ धन्य धन्य जे **जमलो** सुधवार [त्रीकमदास, पर्वतपचीशी, वि. सं. १७६०-१८५५]

(३) दशमस्कध, કેશવકૃત; वि सं. १५२६

(ज) सतावन श्री भागवत रूपक छे त्रेवीस।
सोल स्वयकृत सरकृत **जमलो** कथा जगदीश ॥ (४०-१८७)

(४) हरिलीला (ભીમકૃત), वि. स. १५४१

(झ) आगइ-अनेक कविजन हुआ तेगइ प्रबध बाधा जूजूआ।
तेह कथाना लेई रूप माडिस सरोवर **जमलु** कूप॥ (કડી ४२)
(ञ) पडित बोपदेव द्विज एक कीधु हरिलीला विवेक।
तेणे आधारे मि करी कथा सरोवर **जमलु** कूउ यथा॥ (फलश्रुति, કડી १)

(५) विमलप्रबन्ध, वि. सं. १५६१

(ट) चद्र **जमलि** [७९] जेहवी चांद्रणी (५-८२)

(६) भ्रमरगीता (ભાલણરચિત), वि. सं. १६०९

(ठ) उद्धव कहे आइ दुख नाणो **जमले** जागो नरहरि (२-४)
(ड) जती नहि जे दूर पेखे **जमले** थो जाणे नही (१६-२)
(ढ) जळचद्रजोगे जाण **जमलो** नाथ मळणो कयम थशे (ઉક્તગ્રન્થ-३)

---

७९. સંપાદકે પોતે આપેલી ટીકામાં જમલિનો અર્થ પાસે કર્યો છે. આ વિવક્ષિત અર્થની બહુ નિકટ છે, જો કે તેમાં મૂળ અર્થ અને તેનો સંબંધ પકડાતો નથી.

(ण) परहरो मोह अज्ञान, निहालो जमलो श्री भगवान (१६-५८ सामेरीराग-२)

(त) हसवे हरिने अमो न माजता जीवन जमलां अति विराजता (એ જ ગ્રન્થ, ૩૧, કડી ૧)

(७) નયસુંદરકૃત नळदमयन्तीरास વિ. સં. ૧૬૬૫

(थ) अंत पुर हाहारव थयु सखीवृन्द सवि जमलुं रह्यु (૫, ઢાળ ૪, કડી ૬૮).

(८) अखो वि. सं. १६७१ थी १७३१

(द) जमलो[८०] छे जो जो जगदीश तु पडछदो ने ते ईश (અખો, ૭૫૫[८१] આત્મા-અંગ, કડી ૨).

આ પ્રમાણે जमलो "યુક્ત" કે "જોડાયેલો," "સાથે" અને હવે બીજા અનેક અર્થ-છાયાઓમાં વપરાયેલો જોઈ સકાય છે, અને આ બધા અર્થો મૂળ जोडकु (सं. यमल) અર્થમાંથી આવ્યા છે. બીજો અર્થ "તુલ્ય, °ના સરખો" છે તે પણ એ જ મૂળ અર્થમાંથી નીકળે છે; મ્હને આ અર્થના પ્રયોગનો એક જ દાખલો જડ્યો છે, પણ અત્યારે એ મ્હને મળતો નથી.

{ ઉપર આપેલું પ્રયોગદષ્ટાન્ત (छ)-૩ આ બાબતનું મુદ્દાસર દૃષ્ટાન્ત છે. }

આ जमलोનો પ્રયોગકાળ નરસિંહ મ્હેતાથી અખા સુધી વિસ્તરે છે; પણ આ શબ્દ વિ. સ. ૧૬૦૦ સુધી પ્રચુર પ્રચારમાં હતો અને ત્હાર પછી ક્રમશઃ વિરલતર બનતો ગયો જણાય છે, અને વિક્રમ સંવતના અઢારમા સૈકાના મધ્યમાં તદ્દન લુપ્ત થયો છે.

**(१४) हेज=हेत, સ્નેહ**

પૂર્વગામી એક વ્યાખ્યાનમાં[८१] મે કહ્યું છે તે પ્રમાણે આજનો हेत શબ્દ સં. हृदमांथी આવેલા हेजमाथी ઉદ્ભવ્યો છે. આ પ્રાચીનતર શબ્દરૂપ નરસિંહ મ્હેતાથી વિક્રમ સંવતની સત્તરમી સદીના પશ્ચાર્ધ પર્યન્ત ઉપલબ્ધ છે. જેમકેઃ-

नरसिंह म्हेता (वि सं. १४७० थी १५३६)

(क) तज्यु अमद्य हेज (चातुरी छत्रीशी, ११, ८)

(ख) हेज धरीने आव्या आधारजी ( „ • „ ६)

भालण (वि. सं. १५०० લગભગ)

(ग) प्राणिमात्र विपिइ अति हेम (कादम्बरी, पूर्वभाग, ६-१२२)

कुमुदचन्द्रदेवसूरि-रास (વિક્રમ સંવત સોળમી સદીનો આરંભ)[८२]

(घ) विरनक बोलिउ गाढिउ हेज हू माउल नइ तू भाणेज

(વડોદરાનું 'The Library Miscellany', ૨, ૩-૪, પૃ. ૧૧૩)

---

૮૦. નર્મદાશંકરે પોતાના શબ્દકોશમાં અખાની આ પંક્તિયો ટાંકી છે, અને जमलो શબ્દનો જુમલે, एकठु, थयु મળીને એમ અર્થ કર્યો છે, જે દેખીતી રીતે ખોટો છે. અહિં અર્થ હોવો છે. "જો જગદીશ ત્હારી સાથે છે. તું પડછંદો છે અને એ ઈશ્વર છે"–અર્થાત્ "તું ઈશ્વરનો પડછાયો છે અને ઈશ્વર વસ્તુસત્ છે." સંભવ છે કે કવિ હીરાચંદ કાનજીએ ઈ સ. ૧૮૬૪માં સંપાદિત કરેલ अखा भगतनी वाणीने છેડે આપેલા શબ્દકોશમાં આપેલા અર્થથી કવિ નર્મદાશંકર ખોટા દોરવાઈ ગયા હોય.

૮૧ જુવો ઉપર આ વ્યાખ્યાનનું પુ. ૧ પૃ ૪૬૦

૮૨ આ ગ્રન્થની આ સાલ સદ્દગત ચીમનલાલ દલાલે આપી છે; જુવો વડોદરાનું "Library Miscellany" ૨, ૩૪, પૃ ૧૧૩

विमलप्रबन्ध. वि. सं. १५६८

(ङ) साद करइ मामा मन हेजि (४-६१)

नळदमयन्तीरास, મેઘરાજકૃત; वि. सं. १६६४

(च) सूरजपाक रसोइ शीखी नळ पासे अति हेजे रे (५-१५)

(छ) जेइ ऊपरि शाहा मनि हेज (कान्हडदेप्रबंध, २-११)}

(ज) घरय पूर्ण तु मुजपर हेज (ધીરો સ્વરૂપ, મનસ્વરૂપ ६-५)

(झ) सही जाणजो मारा सरखुं को नाहि आणे हेज (ભાલણ, દશમસ્કંધ, પદ २४१ પં. ४ રામલાલ મોદીના ભાલણ વિશેના નિબંધમાં પૃ. ११२મે અવતરણ)

(ञ) हेज धरी नारी तदा रे अवलंबित प्रिय नेह (शीलवतीनो रास, वि. सं. १७००, ४-१-१७).

(ट) निरखे नेह भरी लोचने रे, म्हाला हेज छुं नरखे राय रे (वि. सं. १७००, ६-४-१४)

નોંધ : કોઈવાર હેજનો હાર્દ અર્થ થાય છે (હૃદયનો અર્થ હાર્દ થઈને) દા. ત.

से महे पोतामां छे तेज, ते अंतरनुं न कहे हेज (અખો ચિત્તવિચારસંવાદ, ૭૫૦ ११८)

## १५ મુજ, મુજને અર્થમાં

આ શબ્દ વર્ગપ્રતિનિધિ છે; કારણ કે તુજને ને સ્થાને તુજ, તેમ જ અહ્મને ને બદલે અહ્મ અને તુહ્મને જોઈએ ત્યાં તુહ્મ એ પ્રયોગ પણ મળે છે, જે નીચે આપેલા દાખલા જોતાં જણાશે:—

नळदमयन्तीरास, નયસુંદરકૃત, वि. सं. १६६५

मुझ

(क) राजइंप नलइन चिरंजव तें मुझ मिजगुली कीती (४-२-४१)

(ख) मुझ किंकर जाणी आपणी (६-४७)

तुझ

(ग) वहिस तुझ वशिकरमा भणी (५-३-७६)

(घ) राजन तुझ मिळवाने सही (६-५८)

(ङ) तथापि तुझ पूछुं एक वात (६-१८७)

(च) ते न घटे तुझ भीमकसुते (१-३)

तुम

(छ) तो एक कारज कहिये तुह्म (६-११)

कान्हडदे प्रबन्ध वि. सं. १५१२

अह्म

(ज) जु अह्म आवि सांतल मिलइ (२-११६)'

(ज)-१ अह्म हणी परि करिज्यो जाण (४-८९)

(ज)-२ अम तजी गयो रे धूरत धावळिवाळो वेश

(નરસિંહ મહેતા, રાસસહસ્રપદી, પદ ५४, કડી ७

रूपचन्द कुँवर रास, नयसुंदरकृत (वि. सं. १६३७):—

तुम

(झ) स्वामि माहरे छे सामिणी ते तुम तेडे गजगामिनी (४-चोपाई २०)

(थ) नृप कहे पूछी आवो काज, कहे ते तुम करेशो महाराज (४ चोपाई २१)

पद्माख्यान; वि. सं. १५५१-११०६; डॉ. टेसिटोरीनी "नोट्स" पृ. १००

तुझ

(ट) समुद्रसुता मेल्ही नइ दूरि हउं तुझ मिलवा आविउ भूरि ॥३४३॥

વધારે દાખલા આપવાની જરૂર નથી. વિક્રમ સંવતના સોળમા અને સત્તરમા સૈકાઓ દરમ્યાન જૈન લેખકોમા આ પ્રયોગ બહુ પ્રચલિત જણાય છે. ત્યાર પછીના જૈનેતર લેખકોના લેખોમાં પણ કોઈ કોઈ પ્રસંગે એનો વપરાશ ચાલુ રહેલો છે; દા. ત. સામળ ભટ્ટ કહે છે: पामु तुज भरथार (पद्मावती, કડી ४८), વિ. સં. १७७४. અહિં તુજને અર્થમા તુજ છે; તુજને ભરથાર તરીકે મેળવું હેવો અર્થ છે; પછી તુ જ ને બદલે પાઠદોષથી તુજ થયેલ હોય તો જૂદી વાત છે.

તે પ્રમાણે પ્રેમાનંદમાં મુજને ને સ્થાને મુજ જોવામાં આવે છે;

कृष्णे रे ज्यारे मुज तरछोड्यो त्यारे धरवा मनोरथ टाला रे ॥

(પ્રાચીન કાવ્યસુધામા ન્હાની ભ્રમરગીતા, ભાગ ૫, પૃ. ११, સંપાદક શ્રી. છગનલાલ વિ. રાવળ).

અને સામળ ભટ્ટે પણ હેવો પ્રયોગ કર્યો છે:

मुज परणावी परवरो (पद्मावतीनी वार्ता, કડી ३६१)

હિં. માં तुझे-मुझे (तुझको-मुझकोનાં વૈકલ્પિક રૂપો) છે તે આ ગુજ. तुज-मुज (ચતુર્થી) સાથે સરખાવવા જેવાં છે.

તુજને, મુજને ને બદલે તુજ, મુજનો પ્રયોગ ચતુર્થી અર્થે ષષ્ઠીનો પ્રયોગ કરવાના પ્રાકૃત તથા વૈદિક ચાલની કક્ષામાં આવે છે,[૮૩] અને છન્દની અપેક્ષાએ ચતુર્થી પ્રત્યય ને દૂર કરવાની યુક્તિમાત્ર નથી, હેવું લાગે. પણ अह्मने અને तुह्मनेનું સ્થાન લેનારા अह्म અને तुह्म ને લક્ષમા લેતાં આ મત સ્વીકારવામા મુશ્કેલી આવે છે, કારણ કે अह्म-तुह्म ષષ્ઠી રૂપો નથી પણ ને પ્રત્યય લગાડવા માટે તૈયાર કરાયેલાં અંગ જ છે. હું આ રૂપોને અપવાદરૂપ ગણવાની વિરુદ્ધ છું, અને રૂઢિના વાસ્તવિક પ્રકારને પ્રકટ કરનારા તત્ત્વનિર્દેશક પ્રયોગો ગણું છું, તે એ કે આ રૂપો છન્દની અપેક્ષા સંતોષવાને માટે ને પ્રત્યયને ઉડાડી દેવાથી નીપજ્યા છે. આ કારણે હેં આ લક્ષણભૂત પ્રયોગને (ख) મનોવ્યાપારગત પરિવર્તનો એ વર્ગમાં નહિં મૂકતા (ઘ) લક્ષણભૂત, વિશિષ્ટ શબ્દોનું અસ્તિત્વ એ વર્ગમાં મૂકયા છે.

---

૮૩. જુવો सि. हे ८-३-१३१ : चतुर्थ्याः षष्ठी, અને पाणिनि २-३-६२ चतुर्थ्यर्थे बहुलं छन्दसि [षष्ठी स्यात्-सि. कौमुदी ]

## (૧૬) રેસિ. ચતુર્થીરૂપનો અનુલગ્નશબ્દ

**રેસિ चतुर्थी प्रयय तरीके**

હેમચન્દ્રે (સિ હે. ૮ ૪–૪૨૫મા) તાદર્થ્યવાચક પ્રત્યય તરીકે આપેલો આ શબ્દ અપભ્રંશ ઉત્તરકાલીન સાહિત્યમાં સોળમા સૈકાના અન્તિમ પાદ સુધી અવિકૃત રહ્યો દેખાય છે, રરતુ એ રૂપે પણ એ પ્રમાણમા વિરલ છે મ્હારા જોવામા જે થોડાક દાખલાઓ આવ્યા તે અહિં આપું છુ —

**वसन्तविलास, વિ. સ ૧૫૦૮**

(क) अभिनव परि सिणगारिअ नारीअ रमइ विसेसि।

चदन भरइ कचोलीअ चोलीअ मडन रेसि॥ (પદ્ય ૩)

**विमलप्रबन्ध વિ. સં. ૧૫૬૮**

(ख) मोकलीआ परधान आपणा विमल मनावा रेसि॥ (૮–૧૦૦)

**माधवानल कामकंदला दोग्धकप्रबन्ध, વિ. સં ૧૫૭૪**

(ग) कालिन कइसि कूकडा जु कुहुकुहु करेसि।

ज्योति म राचिसि दीवडा हु अ रमु पीउरेसि॥ (૫–૧૮૦)

(घ) निरखी निमल चदलु ऊगिउ अबररेसि। (૮–૩૩)

(ગ)મા રેસિનો અર્થ "સાથે" થાય છે (જે કદાચ "માટે" અર્થમાથી લાભે પથે આવ્યો હોય), જ્યહારે (ઘ)મા હેનો સપ્તમી અર્થ સ્પષ્ટ છે અગાઉ મ્હે કહ્યુ છે (ઉપર પૃ ૪૦) તે પ્રમાણે, રેસિનો મૂળ અર્થ પાછળના સમયમા ભૂનાઈ જવા લાગ્યો હશે, અથવા એમ હોય કે કવિયે એ શબ્દના અર્થપરત્વે પોતાની સગવડ પ્રમાણે ઘણી વધારે છૂટ લીધી છે આ અર્થફેરનુ કારણ શું હતુ એ નિશ્ચયપૂર્વક કહેવુ મુશ્કેલ છે અથવા મૂળમાં अवरदेसि હશે અને अवररेसि પાઠદોષ હશે

**रेसिनी व्युत्पत्ति**

આ રેસિની વ્યુત્પત્તિ શી હોઈ શકે? ડૉ. ટેસિટોરીએ પોતાની 'નોટ્સ'મા ચતુર્થી વિભક્તિ માટે વપરાતા વિવિધ શબ્દો આપ્યા છે હેમા આ શબ્દ આપ્યો નથી એટલે એ તો મદદમા આવી શકે તેમ નથી હુ તર્કરૂપ એક વ્યુત્પત્તિ સૂચવું છુ રેસિ પ્રાકૃતિમા ષષ્ઠીના રૂપ જોડે વપરાય છે એ હકીકતથી મળતા દિશાસૂચનને આધારે હું એ તર્ક કરૂ છુ. રેસિના ષષ્ઠીયોગે પ્રયોગનો આ દાખલો આપુ છું.—

हउ झिज्जउं तउ केहिँ पिअ तुहु पुणु अन्नहि रेसि॥

(सि. हे. ૮–૪ ૪૨૫નું પ્રયોગદૃષ્ટાન્ત)

